ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिण तथोत्तरेण ॥

अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठं ॥ (मु. ३. मंत्र ११)

स एव सर्वं यद्भूतं यच्च भव्यं सनातनम्।

ज्ञात्वा तं मृत्यु मत्येति नान्यः पन्था विमुक्तये ॥ (कै. उ. मंत्र ९)

सर्वं भूतस्थमात्मानं सर्वं भूतानि चात्मनि ॥

संपश्यन्ब्रह्म परमं यातिनान्येनहेतुना ॥ (मंत्र १०)

आत्मानमरणिं कृत्वा प्रणवंचोत्तरारणिम् ॥

ज्ञान निर्मथनाभ्यासात्पापं दहति पंडितः ॥ (मंत्र ११)

यत्परं ब्रह्म सर्वात्मा विश्वस्यायतनंमहत् ॥

सूक्ष्मात्सूक्ष्मतरंनित्यं सत्वमेव त्वमेवतत् (मंत्र १६)

भेदाभेदौसपदि गलितौ पुण्यपापे विशीर्णे ॥

मायामोहौ क्षयमधिगतौ नष्टसंदेह वृत्तेः ॥

शब्दातीतं त्रिगुण रहितं प्राप्य तत्वावबोधं ॥

निस्त्रै गुण्ये पथि विचरतां कोविधिः कोनिषेधः ॥ १ ॥

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ॥

यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः ॥ २ ॥

# ॐश्री ઉપોદ્‌ઘાત. श्रीॐ

## ॐ श्री सद्‌गुरवे परमात्मने नमो नमः ॐ

જગર્જ્જનોદ્ધારાર્થ પ્રવૃત્તિરૂપ પરોપકારપરાયણ સદ્‌ગુરૂ શ્રી મહેશ્વરસ્વરૂપ મહામુનિ સમર્થ મહર્ષિ ભગવાન શ્રી અગસ્ત્ય ( ઋષિશ્રેષ્ઠ )થી પ્રાપ્ત, શાશ્વતિ શાન્તિપ્રદાતા પરમ અમૃતમય પ્રસાદ, તે ભગવાનશ્રીના આશ્રમ નિવાસિ-નિલગિરિગુહાવાસી મહર્ષિ સિદ્ધાંબરી ઋષિદ્વારા, પરમ કૃપાળુ શંકર-સ્વરૂપ યોગીશ્વર સદ્‌ગુરૂ શ્રી જ્ઞાનગુરૂ યોગિ સભાપતિ સ્વામિજીએ સ્વિકારી તેને, જગદુદ્ધારાર્થ પ્રવૃત્તિ કરવારૂપ કૃપા કરી સર્વ અધિકારી બાલકો-જનોમાં લુટાવ્યો હતો ( આપ્યો હતો, ) તેમાંથી લેખક બાળક પણ તે કૃપાળુ મહાત્માની કૃપાયુક્ત અમૃતદષ્ટિ પ્રતાપથી કંઇક હસ્તગત કરવા ભાગ્યશાળી થયો હતો. તે પ્રસાદ, તથા પરમ કૃપાળુ સદ્‌ગુરૂ પરમાત્મા મહેશ્વરમૂર્તિ શ્રીમન્નૃહરિ મહારાજ તરફથી પ્રાપ્ત ગુપ્ત રહસ્યરૂપ અમૃતમય મહાપ્રસાદ, અન્ય સર્વ શ્રદ્ધાયુક્ત સાધનસંપન્ન જનોને મળે અને તેનાં આસ્વાદનથી, ( અર્થાત્ પુરૂષાર્થ કરી ક્રમ પ્રમાણે અભ્યાસ આદરી અનુભવ લઇ શકે તો તેથી મળતા અપૂર્વ પરમ આનંદરૂપ આસ્વાદનથી, ) તેઓ સર્વ તત્સદ્રુપ પરમ આનંદમય થઇ સ્વરૂપમાં અચલ વિશ્રાંતિ લેનારા થાય, એવા આશયથી, તેવા સર્વ અધિકારપ્રાપ્ત સુજ્ઞ વિવેક વૈરાગ્યસંપન્ન શ્રદ્ધાયુક્ત પ્રેમી જનો માટે, આ લઘુ ગ્રંથરૂપ પાત્રમાં ભરી, અર્પવામાં આવ્યો ( પ્રસિદ્ધ કરવામાં આવ્યો ) છે.

એક એવું દ્રષ્ટાંત છે કે, કોઇ મહંતની સેવામાં એક શિષ્યે બાર વર્ષ સુધી રહી ખરાં મનથી તે ગુરૂની સેવા ચાકરી કરી, પણ કંઇ ઉપદેશ આપ્યો નહીં, ત્યારે શિષ્યે પ્રાર્થના કરી તે ઉપરથી મંત્ર આપ્યો. પણ કહ્યું કે, હે ભાઇ ! આ મંત્ર કોઇને પણ કહેતો નહીં, એ મંત્ર જપવાથી તારૂં કલ્યાણ થશે અને તને મોક્ષ મળશે; પણ જો તું બીજા કોઇને કહેશે તો

તે સાંભળનારાનું કલ્યાણ થશે અને તેઓ મોક્ષ પામશે, અને તને કંઈજ ફળ નહીં થાય. પેલા શિષ્યે તે સાંભળી લીધું. વિચાર કીધો કે મને કાંઇ ન મળે તો એકલા એક મ્હનેજ એટલો ગેરલાભ, પણ મને એટલો ગેરલાભ મળવાથી આખા જગતનું કલ્યાણ થતું હોય તો એથી ઉત્તમ સુકૃત્ય બીજું હું તો કંઇ જોતો નથી. કદાચ હું એકલો નર્કે જવાનો હોઇશ તોપણ ભલે. મને એકલાનેજ એટલું દુ:ખ પડવાથી હજારો અને લક્ષકોટિ જગતના લોકો તો સુખી થશેજ. મારૂં મનુષ્યજન્મનું કર્તવ્ય તો એજ હું સમજું છું કે, અનેકનું કલ્યાણ જેથી થાય એવી પ્રવૃત્તિ કરવી. એમ વિચારી મહા બજારની મધ્યમાં એક મોટો મિનારો હતો તે ઉપર ચઢી ઉભો, અને સર્વ લોકોને બુમ પાડીને ભેગા કરી બોલ્યો કે, ગુરૂનું વચન છે કે, મને આપેલો મંત્ર જો હું કોઇને કહું નહીં અને એકલો જપતો રહું તો મ્હારૂંજ કલ્યાણ થાય; પરંતુ જો બીજાને કહું તો મને કંઈ ફળ નહીં મળે, પણ સાંભળનારા બધા તરી જાય. આ રીતે છે, તેથી મારે એકલાને કદી નર્કમાં જવું પડે તો તેથી હું નિર્ભય છું, પણ સર્વ કોઇ જેનાં શ્રવણ મનન અભ્યાસથી તરી જાય તો તેજ મ્હારે તો ખરૂં કર્તવ્ય છે, એમ નિશ્ચય કરી હું તે મંત્ર તમો બધાઓને કહી દેવાને અત્રે પબ્લિક સ્થાન ઉપર ખડો છું, માટે સર્વ સજ્જનો કૃપા કરીને સાંભળો, સાંભળો, સાંભળજો હું તે મંત્ર બોલું છું. એમ કહીને કેટલીક વાર તે મંત્ર મ્હોટે સ્વરે બોલ્યો. અને હવે duty ફરજ—કર્તવ્ય કરી રહ્યો છું, એમ જોઇને શાન્ત પડી નિર્ભયપણે આનંદ મનથી નીચે ઉતરી આવ્યો; ત્યાં સુપાત્ર મહાજનોએ તેને સુવાસિત સુંદર પુષ્પો, મુક્તા, મણિ, માણિક્યાદિથી વધાવી લીધો હતો.

તાત્પર્ય કે, એ દૃષ્ટાંતગત શિષ્યના જેવો લેખકનો આશય હોઇને, પ્રથમ પેરાગ્રાફ પ્રમાણે, તે પ્રસાદરૂપ અમૃત આ ગ્રંથરૂપ પાત્રમાં ભરી, જેરવી શકે એવા શ્રદ્ધાયુક્ત પ્રેમી અધિકારીઓને અર્પણ કરવામાં આવે તો તે સપ્રયોજનજ ગણાશે, એમ અનેક વિદ્વાન મહાપુરૂષોના અભિપ્રાયને અનુસરીને, અર્પણ કરવામાં ( અર્થાત્ પ્રસિદ્ધ કરવામાં ) આવ્યો છે.

અંતિમ એવી સર્વોત્કૃષ્ટ પરમ શાંતિને અર્પનાર આ લેખ હોવાથી, વેદ અથવા ઉપનિષદાંતર્ગત શાન્તિના કેટલાક મહામંત્રોનો સંગ્રહ કરી આ ગ્રંથમાં ( શુદ્ધ વાંચી શકે તેવાં સુજ્ઞ વિવેકી જનોનાં ) પઠન પાઠન માટે લખવામાં આવ્યા છે. એ બેઉ કારણોને લીધે, સર્વાન્તર્યામિ સદ્‌ગુરૂ પરમાત્મ પ્રેરણાનુસાર, આ ગ્રંથનું **शान्ति** એવું નામ આપવામાં આવ્યું છે.

આ ગ્રંથનાં અધિકારી તો સાધનસંપન્ન શ્રદ્ધાવાળાં પ્રેમીજનોજ હોઈ શકે છે એ તો સુસ્પષ્ટજ છે. એમાં જે વિષય છે તે પરમ શાન્તિને પમાડનાર એવી બ્રહ્મવિદ્યાનો છે. એનો સંબંધ, રાગદ્વેષ રહિત શુદ્ધ અંતઃકરણ સાથેજ હોઈ શકે છે; અને એવાં નિર્મળ મનવાળાં જનો જો જગતનાં પ્રાણી પદાર્થના મોહથી મુક્ત–નિરાસક્ત રહીને એનો યથાયોગ્ય સંબંધ કરે તો, સર્વ દુઃખની નિવૃત્તિપૂર્વક પરમ આનંદની પ્રાપ્તિ થવારૂપ પ્રયોજન સિદ્ધ થવાનો સંભવ છેજ. **तथास्तु.**

**ગ્રંથાર્પણ**—આ પૂર્વે પ્રસિદ્ધ થયલા વિચારમુક્તા, શાંતિ સુધારસ, સત્સુખ, માણિક્યરત્ન મણિગણ માલિકા ( પ્રથમ પુસ્તક), વૈશ્યધર્મ નિરૂપણ, બાળશિક્ષણ અથવા શિશુશિક્ષણ, વગેરે ગ્રંથોની પ્રસ્તાવનામાં અન્ય સઘળું લખવા જેવું લખાઇ ગયું છેજ, તેમાં ગ્રંથાર્પણ વિશે તો માલિકા ( પ્ર૦ પુ૦ )માં સવિસ્તર લખવામાં આવેલું છે તેજ પ્રમાણે લેખકને તો પરમપ્રીય–ઇષ્ટતમ–પ્રીયતમ ફક્ત એક, તે શ્રી સદ્‌ગુરૂ પરમાત્મા મહાવિષ્ણુ જ્ઞાનાત્મા મહેશ્વરજ હોવાથી, આ ગ્રંથ પણ તે સતચિદાનંદ સદ્‌ગુરૂ પરમાત્મા શ્રી મહેશ્વરનેજ અર્પણ કરવામાં આવ્યો છે, તેણે કરીને તે પરમ પુરૂષ શ્રીહરિ ગુરૂ પરમાત્મા પ્રસન્ન થાવ, **प्रसन्नोऽस्तु प्रीयताम् तत्सत्परब्रह्मार्पणमस्तु. तथाऽस्तु. ॐ हरिः ॐ**

**ભક્તરાજ માણિક્યલાલ જમનાદાસ મહેલારજી. ॐ**

ॐ श्री गणेशायनमः ॥ अथ शान्तिपाठः ॥ महेश्वराय शान्तिमयायनमः ॐ ॥ ॐ शन्नो मित्र श्शंवरुणः ॥ शन्नो भवत्वर्यमा ॥ शन्न इन्द्रो बृहस्पतिः ॥ शन्नो विष्णुरुरुक्रमः ॥१॥ नमो ब्रह्मणे नमस्ते वायो ॥ त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ॥ त्वामेव प्रत्यक्षं ब्रह्मवादिष्यामि ॥ ऋतं वदिष्यामि ॥ सत्यं वदिष्यामि ॥ तन्मामवतु ॥ तद्वक्तारमवतु ॥ अवतु माम् ॥ अवतु वक्तारम् ॥ ॐ शान्ति श्शान्ति श्शान्तिः ॥ १ ॥ ॐ सहनाववतु ॥ सह नौभुनक्तु ॥ सह वीर्यं करवावहै ॥ तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्ति श्शान्ति श्शान्तिः ॥ २ ॥ ॐ यश्छंदसा मृषभो विश्वरूपः ॥ छन्दोभ्योऽध्यमृता त्सम्बभूव ॥ समेन्द्रो मेधया स्पृणोतु ॥ अमृतस्यदेवधारणो भूयासम् ॥ शरीरंमेविचर्षणम् ॥ जिव्हामे मधुमत्तमा ॥ कर्णाभ्याम् भूरि विश्रुवम् ॥ ब्राह्मणः कोशोऽसि मेधया पिहितः श्रुतंमे गोपाय ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ३ ॥ ॐ अहं वृक्षस्यरेरिव ॥ कीर्तिः पृष्ठं गिरेरिव ॥ ऊर्द्ध्व पवित्रो वाजिनीव ॥ स्वमृतमास्मि ॥ द्रविणं सुवर्चसं ॥ सुमेधा अमृतोऽक्षितः ॥ इति त्रिशंकोर्वेदानु वचनं ॥ ॐ शान्तिः शांतिः शान्तिः ॥ ४ ॥ ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ॥ पूर्णस्य पूर्णमादाय ॥ पूर्णमेवावाशिष्यते ॥ ॐ शान्ति श्शान्ति श्शान्तिः ॥ ५ ॥ ओमाप्यायन्तुममांगानि वाक् प्राण श्चक्षु श्श्रोत्र मथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मोपनिषदं माऽहं ब्रह्म निराकुर्याम् मा मा ब्रह्म निराकरोद निराकरणमस्त्व निराकरणं मे अस्तु ॥ तदात्मानि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥६॥ ॐ वाङ्मे मनसि प्रतिष्ठिता मनो मे वाचिं प्रतिष्ठित मा विरावीर्मे एधि

वेदस्यम आणीस्थश्श्रुतं मे माप्रहासीरनेना ऽधीतेनाऽहोरात्रात्सन्दधाम्यृतं वदिष्यामि ॥ सत्यं वदिष्यामि ॥ तन्मामवतु ॥ तद्वक्तारमवतु ॥ अवतुमाम् ॥ अवतु रक्तारमवतु वक्तारम् ॥ ॐ शान्ति श्शान्ति श्शान्तिः ॥ ७ ॥

ॐ भद्रंनो अपिवातय मनः ॥ ॐ शान्ति श्शान्ति श्शान्तिः ॥ ८ ॥

ॐ भद्रं कर्णेभिश्शृणुयाम देवा भद्रं पश्येमाऽक्षभिर्यजत्राः ॥ स्थिरै रंगै स्तुष्टु वाँ सस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवास्स्वस्तिनः पूषा विश्ववेदाः ॥ स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमिः ॥ स्वस्तिनो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिः शान्ति श्शान्तिः ॥ ९ ॥

ॐ यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ॥ तँ हो देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ ॐ शान्ति श्शान्ति श्शान्तिः ॥ १० ॥ ( ॐ नमो ब्रह्माऽऽदिभ्यो ब्रह्मविद्या सम्प्रदाय कर्तृभ्यो वंश ऋषिभ्यो महद्भ्यो नमो गुरुभ्यः ) ॥ सर्वोपप्लव रहितः प्रज्ञानघनः प्रत्यगर्थो ब्रह्मैवाऽहमस्मि ॥ १ ॥ ॐ ॥ ॐ नारायणं पद्मभवं वासिष्ठं ॥ शक्तिंच तत्पुत्र पराशरंच ॥ व्यासँ शुकं गौडपदं महान्तं ॥ गोविन्द योगीन्द्रमथाऽस्य शिष्यम् ॥ २ ॥ श्री शंकराऽऽचार्य-मथाऽस्य पद्मपादं च हस्ताऽऽमलकं च शिष्यम् ॥ तं त्रोटकं वार्तिक-कार मन्यां नस्मद् गुरून् सन्तत मा नतोऽस्मि ॥ ३ ॥ श्रुति स्मृति पुराणानामालयं करुणाऽऽलयम् ॥ नमामि भगवत्पादं शंकरं लोक शंकरं ॥ ४ ॥ शंकरं शंकराऽऽचार्यं केशवं बादराऽयणं ॥ सूत्र भाष्य कृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥ ५ ॥ ईश्वरो गुरुरात्मेति मूर्तिभद्र विभागिने ॥ व्योमवद्व्याप्त देहाय दक्षिणाभूर्तये नमः ॥ ६ ॥ ॐ ॥ श्रीं ॥ ॐ ॥



॥ श्रीँ ॥ अनाध्याय मंगलपाठः ॥ ॐ ॥

अशुभानि निराचष्टे तनोति शुभ सन्ततिम् ॥ स्मृतिमात्रेण यत्पुँसां ब्रह्मतन्मंगलं परम् ॥ १ ॥ अति कल्याण रूपत्वान्नित्य कल्याण संश्रयात् ॥ स्मर्तॄणां वरदत्वाच्च ब्रह्म तन्मंगलंविदुः ॥ २ ॥ ओङ्कारश्चाथ शब्दश्च ॥ द्वावेतौ ब्रह्मणः पुरा ॥ कंठं भित्वा विनिर्यातौ ॥ तस्मान्मांगलिकावुभौ ॥ ३ ॥ इति दश शान्तयस्समाप्तः ॥ ४ ॥ हरिः ओ३म् तत्सत् श्री परब्रह्मार्ऽपणमस्तु ॥ ॐ श्री ॐ नमोनमः ॥

*लिखितं श्रीहरिगुरुपरमात्मतत्वे अनन्यत्वेस्थित,—भगवानश्री वासुदेवस्वरुप महात्माश्री व्रजवल्लभात्मजस्यात्मज ( ज्ञानमूर्तिश्री यमुनादासस्यात्मज ), चितिरूपा सतिशिरोमणि इच्छाशक्तिसूनुर्वा, श्रीहरिगुरुपरमात्मस्वरुपाभिन्न माणिक्यलालेन भक्तराज श्री वासुदेव संज्ञकेन म्हलारजि इति संज्ञकेनवा. ॐ ॥ श्रीरस्तु ॥ लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥ ते सर्वेषां हृसद्मेषु विवेक वैराग्ययुक्त ज्ञानसंप्राप्तिरस्तु ॥ शान्तिः पुष्टि स्तुष्टिश्चास्तु ॥ तथास्तु श्री सर्वान्तर्यामि सद्गुरुपरमात्मकृपा प्रसादात् ॥ शिवमस्तु ओ३म् ॥

ॐ हरिः ॐ श्रीसद्गुरवे परमात्मने नमः ॥ ॐविश्वरुप नगरस्थ व्यक्तिमात्र नागरशब्देन विद्वज्जनेषु सुज्ञातम् ॥ ते सर्वे नागराणाम् ( दासत्व भावेन—नमृतायुक्त वृत्या—“ आत्मवत् सर्व भूतेषु ” इति वचनानुसार प्रेम्णा स्वस्वरूपतया, वा, “ हरिरेवजगत् जगदेवहरि ” रिति

* સોમવાર સંવત ૧૯૬૩ માર્ગશિર્ષ શુકલ તારીખ. ૧૯–૧૧–૧૯૦૬.

ज्ञानादनन्यत्वेन ) संरक्षणार्थं प्रवृत्तिर्यस्य ॥ तथा च तेषु नागरेषु आत्मवत् प्रीतिर्यस्य सः नागरदासः ॥ तस्य नागरदासस्यात्मज श्रीहरजीवनदासेति संज्ञाधारकस्य ( अर्थात्हरिहरब्रह्मादिनाम् सत्स्वरूपे–स्वजीवनतत्वरूपे–आत्मतत्वे, दासत्वेन–भ्रांतिजन्य मिथ्या अहंममत्वादि रहित अनन्यत्वेनास्थित सत्पुरुषपंक्तिपात्र ) श्रीहरजीवनदासस्यात्मज श्रीव्रजवल्लभदासेति संज्ञा धारकस्य ( शरीररूपा व्रजभूमौ स्थिता सर्व इन्द्रिवृत्ति मनोवृत्यादिरूपा गोपीजनानाम् स्वेष्ट प्रीयतमज्ञाता द्रष्टा मन्ता साक्षि आत्मरूप श्रीकृष्णपरमात्मतत्वेदासत्वेन–अनन्यत्वेन स्थितिर्यस्य तस्य ) व्रजवल्लभदासस्यात्मज श्रीयमुनादासेति ( जमनादासेति वा ) संज्ञाधारकस्य ( चितिशक्ति–पराविद्या–ब्रह्मविद्या–ब्रह्मज्ञानानंद निजात्मस्वरुपे दासत्वेन अनन्यत्वेन स्थिति र्यस्य तस्य ) यमुनादासस्यात्मज श्रीमाणिक्यलालेति संज्ञकेन ( माणिक्यशब्देन स्वयंप्रकाशचिदानंदघन सद्गुरुपरमात्म तत्वमिति सर्व ब्रह्मविद्विद्वज्जनेषु सुप्रसिद्धं. तत्सत् चिदानंदघन ब्रह्मात्मैक्य ज्ञानतत्वेआनंदरूपेण स्थितिर्यस्य स एव माणिक्यलालःतेन ), महेश्वर सद्गुरुयोगी समर्थ महाविष्णु नरहरिपरमात्मकृपा प्रसादादेव, लिखितम् ॥ तेन(अर्थात् शान्त्यादि पाठकृतेन तेन) लेखकस्य वाचकस्यच तत्सद्गुरुमहेश्वरकृपाप्रसादात् सर्वोत्तम कल्याणमस्तु–श्रेयः प्राप्नोतु–सच्चिदानंदघन सद्गुरु परमात्मतत्वे अनन्यत्वेन अचला स्थिति र्भवतु ॥ तथाऽस्तु ॥ ॐनमःसिद्धं ॥ ॐशान्ति श्शान्ति श्शान्तिः ॥ ॐशान्तिरस्तु ॥ लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥ ॐश्रीरस्तु ॥ शिवमस्तु ॥

———

ॐ श्री ॥ मालिनी वृत्त ह्रीँ क्लीँ ऐँ ॐ ॥

॥ जयतु जयतु जगत्याम् वासुदेवेन्द्र शंभो ॥

॥ जयतु जयतु जगत्याम् सद्गुरो ज्ञानमूर्ते ॥

॥ जयतु जयतु जगत्याम् आत्मयोगीच भक्तः ॥

॥ जयतु जयतु जगत्याम् सत्स्वरूपे प्रसक्तः ॥

भगवान श्रीवासुदेवस्य सदाशिवस्यच सर्वदा–निरंतरविजयोस्तु विजयोस्तु विजयोस्तु अस्तुविजय. ॥ अनंतब्रह्मांडाधिष्ठान तत्वस्वरूप सच्चिदानंदमूर्ति श्रीवासुदेवस्य सदाशिवस्य वा, अर्थात् पूर्णज्ञानमय समसर्वत्र व्यापक महाविष्णोः वा परमकल्याण–आनंद–सुखस्वरुप श्रीमहेश्वरस्य–सदाशिवस्य विजयोस्तु विजयोस्तु विजयोस्तु ( वासुदेवस्य सदाशिवस्यच्च एकरूपत्वात्–अभेदत्वात् ). ॥ ज्ञानदातुः सद्गुरोः ( चिदानंदब्रह्मरूपत्वात् ) सर्वदा विजयोस्तु विजयोस्तु विजयोस्तु ॥ हरिः ॐनमः सिद्धं ॥ परमानंदघन ज्ञानरुपआत्मतत्वे स्वस्वरूपमितिज्ञात्वास्थितिर्येषां तेषां आत्मयोगिनाम् महापुरुषाणाम्, श्रीहरिगुरुसत्पुरुषादि भगवद्भक्तानांच विजयोस्तु विजयोस्तु विजयोस्तु ॥ स्वप्नसद्रशकाल्पनिक जगज्जाले विगतमोहः वीतरागिणाम् सत्चिदानंद निज ब्रह्मात्मैक्य स्वरूपे प्रसक्तानाम् सर्वेषांजनानाम् विजयोस्तु विजयोस्तु विजयोस्तु ॥ ॐहरिः ॐ नमःसिद्धं ॥ ॐ श्रीँ ॥ शान्तिः शान्तिः शान्तिः ॥ ॐशान्तिः पुष्टि स्तुष्टि श्चास्तु ॥ लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥ ॐ ॥ श्री ॥

---

* जगत्याम्–भूम्याम् वा




# ॐ श्रीसद्गुरवे परमात्मने सदाशिवाय नमोनमः ॐ

ॐ श्री गणेशाम्बिकाभ्यान्नमः ॥ ॐ श्री गुरुभ्योनमः ॥ ॐ श्री सद्गुरवे उमासहिताय सदाशिवायनमः ॥ ॐ नमोभगवते वासुदेवाय ॥ ॐ श्री लक्ष्मीनारायणाभ्यान्नमः ॥ ॐ श्री सूर्यायनमः ॥ ॐ श्री महासरस्वत्यै चितिशक्त्यै ब्रह्मविद्यायै नमः ॥ ॐ श्री रामभक्तायमहावीर स्वामिने हनुमते नमः ॥ ॐ श्री दत्तात्रेयाय सद्गुरवे ज्ञानमूर्त्तयेनमः ॥ ॐ श्री विश्वरुपाय सर्वान्तर्यामिने सच्चिदानंद स्वरुपाय त्रिगुणातीताय निजात्मतत्वाय परमात्मने परब्रह्मणे महाविष्णवे परमशिवाय शान्ताय नमोनमः ॐ

શિવરાજ—બ્રહ્મજ્ઞાન-યોગ-સમાધિદ્વારા, સર્વવ્યાપક સ્વયં અનંત બ્રહ્મ અથવા પરમેશ્વર અથવા નિરાકાર બ્રહ્મજ્ઞાન સાથે, ઐક્યતા ( દૃઢ-સ્થિર કરી ) રાખવા સારૂ ( મન લગાડી ધ્યાન કરવા સારૂ ), જ્ઞાન ગુરૂ-યોગિ સભાપતિ સ્વામિજી શ્રી સદ્દગુરૂસ્વરૂપ મહેશ્વરમૂર્તિ ભગવાનશ્રીની સૂચના—

અભ્યાસકે દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવારૂપ પુરૂષાર્થ કરી, અધિકાર સંપન્ન થઇ, તન મનને નિર્મળ રાખી, એક નરમ ગાદીપર પછવાડે ટેકણુ ( તકિયો ) રાખી, ઉત્તર દિશા તરફ મુખ કરી બેસવું, અને પ્રથમ ગુરૂનું ધ્યાન ( માનસિક પૂજન વંદનાદિ ) કરવું; તેમજ ગુરૂ જેવા યોગ્ય બીજા મહાપુરૂષો-સાધુઓને માન આપવું.

૧. પેહેલી રીત ( ક્રિયા )—( બ્રહ્મરંધ્રમાં મનને સ્થિર કરવું તે વિષે.) મનને ભટકવા દેવું નહિં, પણ ( ભટકતાં મનને રોકી ) મગજ અથવા

ખોપરીના મધ્ય ભાગમાં જેને બ્રહ્મરંધ્ર કહેછે ત્યાં, "**ओरम्अहं**" નાં ફક્ત ધ્યાન ( ચિંતવન )થી, મનને એકાગ્ર કરીને દૃઢ રીતે લગાડવું; જે "**ॐ अहं**" નિરાકાર બ્રહ્મનું પવિત્ર અને નિરાકાર ઈશ્વરી( એક )રૂપ છે, એટલે ( બ્રહ્મ હું છું ) તે "**ॐ अहं**" ની લાગણીથી ખોપરીને સ્પર્શ કરે એવી રીતે બ્રહ્મરંધ્રને વિશે મનને સ્થિર કરવું.

૨. બીજી રીત. મનને, અનંત સર્વ વ્યાપક નિરાકાર જ્ઞાનદૃષ્ટિરૂપ કરવું મનપણામાંથી બ્રહ્મ–જ્ઞાન દૃષ્ટિપણામાં લાવવું; અથવા મનોદૃષ્ટિને આત્મ જ્ઞાન-દ્રષ્ટિમાં બદલવી; અર્થાત્ મનોદૃષ્ટિને આત્મ–જ્ઞાનદૃષ્ટિ કરવી, તે વિષે. )—

પેહેલી રીત પ્રમાણે જ્યારે મન, ખોપરી ( માથાં ) ની અંદરના મધ્ય ભાગમાં સ્થિર થાય છે ત્યારે તે ફક્ત અંધારૂં જોય છે, તે અંધારૂં અથવા અંધકારના મધ્ય ભાગમાં, એટલે ખોપરીના મધ્ય ભાગમાં, એવું ધ્યાન કરવું કે, ત્યાં એક પાઈનાં કદ જેટલું પોકળી અથવા કાણું છે જેને સ્પષ્ટાકાશ કહે છે, એટલે સાફ પોલાણ, જે, એક આનંદરૂપી જ્ઞાનદ્રષ્ટિ છે જેને જોવાની શક્તિ છે; એ પોલાણનો કોઇ પણ જાતનો રંગ, કે ચળકાટ, કે પ્રકાશ અથવા કોઇ જાતનું પ્રકાશિત રૂપ ( આકૃતિ ) કંઈ પણ છે નહિં, અને તે ( પોકળી અથવા જ્ઞાનદ્રષ્ટિ આજુબાજુની ખોપરીમાં પથરાયલા અંધકારને પણ મળતી આવતી નથી. આવાં ધ્યાનથી મનની દ્રષ્ટિ તે આત્માની દૃષ્ટિ થાય છે ( અથવા મનોજ્ઞાન–મનનું જ્ઞાન, તે આત્મજ્ઞાન–આત્માનું જ્ઞાન થાય છે. )

૩. ત્રીજી રીત. ( બ્રહ્માંડ–જગતની અને ધ્યાન કરનારે પોતાની બેઠકની ભાવના કરી તેનો નિશ્ચય કરવા વિષે. ):—

આવી રીતે બ્રહ્મરંધ્ર ( ઉપર કહ્યું તે પાઇ જેટલું પોલાણ સ્પષ્ટાકાશ ) જે, દ્રષ્ટા તથા સાક્ષીરૂપ જ્ઞાનદ્રષ્ટિ અથવા નિરાકાર નેત્ર છે તેમાં ચોંટેલાં ( સ્થિર થયલાં ) મનથી, જેટલી જગ્યામાં તે રહેલું હોય છે તેજ જગ્યાએથી તેજ વખતે સર્વ ઠેકાણે સઘળું જોઇ શકાય છે. અભ્યાસ

કરનારાએ એવી ભાવના કરવી કે, આપણાં માથાં ઉપર આકાશ ઉપરનાં રાજ્યો ( દેશો )માં ( આકાશમાં ), સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, એ સઘળા તરે છે; વળી ( એવી ભાવના કરવી કે, ) ( આ ) બ્રહ્માંડના મધ્ય ભાગમાં આપણી દુનિયા ( પૃથ્વિ ) તરે છે–અધર છે ( આકાશરૂપ પોલાણ–હવામાં અધર તરે છે ); કે, આખું આકાશ ( એક ) બ્રહ્માંડરૂપ ચક્રાકારમાં છે, અને આપણે ( ધ્યાતા ) પૃથ્વિપર એક અમુક જગ્યાપર બેઠેલા છીયે; વળી ( એવી ભાવના કરવી કે, ) જ્ઞાનદ્રષ્ટિ જે કે મગજના મધ્ય ભાગમાં છે તે વડે ( તે જ્ઞાન દ્રષ્ટિથી ), આખું બ્રહ્માંડ જેમાં, સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, અને પૃથ્વિ ( દુનિયાં ) વગેરે, અને સઘળી તે માંહેલી સૃષ્ટિ ( રચના– કૃતિ ) છે તે ( આખું બ્રહ્માંડ–તે જ્ઞાનદ્રષ્ટિ વડે ) આપણે જોઇએ છીએ.

૪. ચોથી રીત. [ આત્મા (જ્ઞાન) જે નાડીમાં રહે છે તે જ્ઞાનનાડી (સુષુમ્ના નાડી ) ની પ્રતિષ્ઠા કરવા વિશે. ] અભ્યાસીએ એવી ભાવના કરવી કે, ખો- પરીના મધ્ય ભાગમાં જ્યાં જ્ઞાન–દ્રષ્ટિરૂપી પોલાણ છે તે પોલાણ ( પોકળી- છિદ્ર ) માંથી, એક પોકળ જ્ઞાન–નાડી જેને સુષુમ્ના નાડી કહે છે તે, નિકળે છે, અને ત્યાંથી ક્રમે નિચે આવે છે, નીચે આવતાં ભવાંના મધ્ય ભાગ આગળ ( જેને ભ્રૂમધ્યરંધ્ર કહે છે ત્યાં ) આવી તેની ત્રણ શાખા ( ત્રણ નાડી ) થાય છે તેને ત્રિકુટી કહે છે, જેમાંની બે નાડીઓ દરેક આંખમાં જઇને અ- ટકે છે, મધ્ય શાખા જરાક નીચે આવી નાકના મધ્ય ભાગ ઉપર (જેને ના- સિકા મધ્યરંધ્ર કહે છે ત્યાં ) આવી અટકે છે, અને પછી તે મધ્ય શાખા, ત્યાંથી નીચે ઉતરીને છેક ગુદા આગળ જઈ, બરડાનાં હાડકાંની નીચેનો ભાગ જેને કુંડલી કહે છે ત્યાં જઇ લાગે છે, અને ત્યાંથી વાંકી વળી બરડાનાં વચલાં હાડકાંની પોલાણમાંથી સીધી ઉપર ચઢે છે (જાય છે,) તે ઉપર ચઢી પાછી મસ્તકના મધ્ય ભાગમાં જ્યાં જ્ઞાનદ્રષ્ટિરૂપી પોલાણ છે અને જ્યાંથી તે નાડી નિકળી છે તેમાં જઈ મળે છે.

૫. પાંચમી રીત. ( બ્રહ્મને શોધવો, જોવો, અને શોધી કાઢવો (ઓળ- ખવો). તે વિષે). બ્રહ્મ રંધ્ર માંહેલી આત્મજ્ઞાનદ્રષ્ટિથી, ઉપર કહેલી જ્ઞાનનાડી

નો ( સુષુમ્ના નાડીનો) રસ્તો—માર્ગ સ્થાપન (મુકરર—નક્કી) થયા પછી અથવા જ્ઞાન નાડીની પ્રતિષ્ઠા થયા પછી અથવા જ્ઞાનનાડીનો રસ્તો અનુભવમાં આવ્યા પછી ( મનમાં ઉતાર્યા પછી ) ધ્યાતાએ એવી ભાવના કરવી જોઈએ કે, મન ( અથવા જીવાત્મા મનોદ્રષ્ટિ, ) નિરાકાર દ્રષ્ટિઓ તરીકે અથવા આત્માનાં જ્ઞાનચક્ષુઓવત્ રહી, નિરાકાર પોલાણ રૂપી જ્ઞાન અથવા આનંદરૂપ અતીંદ્રિય એવી જોવાયોગ્ય ( ભેદ સમજવાની શક્તિવાળી ) બ્રહ્મજ્ઞાનદ્રષ્ટિને, સ્થિરતા—દ્રઢતાથી, ઉત્કંઠાથી, આતુરતા ( ખરાં મન ) થી, ખંતથી ( ઉમંગ રાખીને સદાગ્રહથી, ) (અર્થાત્ સદ્‌ભક્તિ—નિષ્ઠાથી,) જુવે છે, જે પોલાણ રૂપી જ્ઞાનદ્રષ્ટિ, સર્વ ઠેકાણે સઘળી સૃષ્ટિમાં આરપાર ઉતરી ગયલી ( પથરાયલી—વ્યાપી રહેલી ) છે, તેમજ ધ્યાતાની જ્ઞાન—નાડીમાં પણ (વ્યાપ્ત) છે, જે ( જ્ઞાન દ્રષ્ટિ ) ને કોઇપણ જાતનો રંગ, પ્રકાશ, આકાર, ઇત્યાદિ કાંઇ નથી, પણ ( એક જાણરૂપી જ્ઞાન ) જ્ઞાનરૂપ સાક્ષી તરીકે ( સાક્ષી વત્ ) છે, જેને સ્વયં બ્રહ્મ ( અથવા પરમાત્મા બ્રહ્મજ્ઞાન દ્રષ્ટિ ) કહે છે, અને જે ખોપરીના મધ્ય ભાગમાં છે તેને, મન, બે આંખોથી તેઓની નાડીદ્વારા જુવે છે, તેમજ નાકના મધ્યભાગમાંથી પણ નાડીદ્વારા જોય છે, અને કુંડલીથી ( અથવા પછવાડે ના બરડા—વાંસાનાં વચલાં હાડકાંનું પોલાણ—નાડીના નીચલા ભાગથી અર્થાત્ ગુદા આગળથી ) તેની નાડીદ્વારા અંદરથી સીધી ઉપર જુવે છે; અને વળી પાછી કુંડળીથી પછવાડેની નાડી, જે ( નાડી ) પીઠનાં હાડકાંમાંથી સીધી ખોપરીમાં ગઇ છે ત્યાંથી પણ જોય છે. આવી રીતે ચાર જગ્યાએથી, એટલે, એકતો બે આંખેથી, એક નાકેથી, અને કુંડળીથી ( આગળથી તથા પાછળ પીઠના ભાગેથી, ) મન, પેલી બ્રહ્મ જ્ઞાન દ્રષ્ટિને જોયછે, એ જગ્યા ચાર, પણ જોવાના રસ્તા અથવા નાડી પાંચ છે ( બે આંખેથી, ત્રીજો નાકેથી, ચોથો કુંડલીના આગલા ભાગથી, અને પાંચમો કુંડલીનિ નાડી જે પછવાડેનાં બરડાનાં વચલાં હાડકાંમાંથી જાય છે તે નાડી વડે. ) ખોપરી માંહેલા મધ્ય ભાગની જ્ઞાનદ્રષ્ટિને જોવામાં મને એવી રીતે (એવી રીતના જોસમાં) જોવું જોઇએ કે (જાણે તે મન) નિરાકાર બ્રહ્મ જ્ઞાનરૂપ, આનંદમય, નિશાગ્રસ્ત ( નિશામાં ચકચૂર, ) અને લય પામતી જતી હાલતની

લાગણીની સ્થિતિમાં હોય–લય પામ્યું જતું–લીન ( તલ્લીન ) થઇ જતું હોય તેવું થઇને જોતું હોય તેવી રીતે જોવું; અથવા ઊર્ધ્વમહાપ્રવેશ આનંદ–લહરિ બોધ લય મનોદ્રષ્ટિની માફક, અને પોતાનું જે સ્વરૂપ ( નિજ સ્થિતિ) જેને બ્રહ્મ ( અથવા બ્રહ્મજ્ઞાન ) કહે છે તેમાં તલ્લીન થઇ જવું. ( અર્થાત્ મન જે તેણે પોતાનું મિથ્યા અસ્તિત્વ નહિંવત્ દ્રઢ કરી, ચિદાનંદ જ્ઞાનરૂપ થઇ-મન વડેજ મનપણું ગુમાવી–લીન ( લય ) પમાડી, લય ભાવને પામી, અમન સ્વરૂપે એટલે સતચિદાનંદ બ્રહ્મરૂપ ( જ્ઞાનઘન પરમાનંદમય ) થઇ રહે એવી સ્થિતીમાં આવવું. )

૬. છઠ્ઠીરીત. ( સર્વવ્યાપક ( પૂર્ણ ) બ્રહ્મ અથવા સ્વયંબ્રહ્મ જ્ઞાનમાં તલ્લીન થઇજવું તે, સર્વ ઠેકાણે વ્યાપ્ત થવું તે, અને સર્વવ્યાપક વિષ્ણુરૂપ-બ્રહ્મ અથવા સ્વયંબ્રહ્મ જ્ઞાનરૂપ થવું તેવિષે.) ઉપર કહ્યા પ્રમાણે મન ( અથવા જીવાત્મા) પોલાણરૂપી જ્ઞાનને ( અથવા શરીરમાં રહેલા પરમાત્માને–પરમાત્મસ્વરૂપને ) ઉપર કહેલા પાંચ રસ્તેથી જુવે છે તેમ ધ્યાન કરનારે ( મનથી) જોયા કરવું, તે એવી દ્રઢતાથી અને અસરકારકરીને–જોસથી જોવું કે. એમ જોતાં જોતાં મન તેમાં બીલકુલ તલ્લીન થઇ જાય, અને જ્ઞાનદ્રષ્ટિજ (એકલું પોલાણરૂપી નિરપેક્ષ જ્ઞાન, ) ખોપરીનાજ મધ્ય ભાગમાં રહે એટલુંજ નહિં પણ, આખી જ્ઞાનનાડીમાં પ્રસરી જઇ પૂર્ણરીતે ભરાઇજાય. તે વખતે જે પોલાણરૂપી નિરપેક્ષ જ્ઞાન ખોપરીના મધ્યમાં અને નાડીઓમાં છે તે, નિરાકાર આત્મારૂપથી અથવા એકાગ્રતાથી **"अहं ब्रह्म"** **"हंसोहं"** **"अहंशिवं"** એવું તેજ વખતે અભેદ ચિંત્વન કરતું ( વિચાર બાંધતું ) છતું તત્કાળ વિશ્વમાં સર્વ સ્થળે પ્રસરી જાય છે ( વ્યાપી જાય છે ) અને જુવે છે તે જાણે ફક્ત એક નિરપેક્ષ જ્ઞાનની જોવાની દ્રષ્ટિજ માત્ર હોય, અથવા જ્ઞાન–દ્રષ્ટિપ્રકાશ હોય તેમ, તેમજ એક સમષ્ટિ દ્રષ્ટિ અથવા ખોપરીના મધ્ય ભાગમાં સ્થાપવામાં આવેલી હોવાથી તે આંખ અથવા દ્રષ્ટિથી આખાં બ્રહ્માંડને એકજ વખતે સઘળે જોવાની આંખ માત્ર હોય તેમ ( જુવે છે, ) ( અર્થાત્ તે નિરપેક્ષ જ્ઞાન જે બધી નાડીમાં પ્રસરી રહ્યું છે તે બહાર નિકળે છે, જાય છે, તો તેજ બધે આખાં બ્રહ્માંડમાં પ્રસરી–વ્યાપી રહ્યું છે તે બધું મળી

'જ્ઞાનદ્રષ્ટિ પ્રકાશ ' કહેવાય છે ) તે જ્ઞાન આખાં બ્રહ્માંડની તેમજ **સૂર્ય**, ચંદ્ર, તારા, ગ્રહ, જગત્, પેટા જગત્, અને તે માંહેલી કૃતિ-રચના, એ બધાંની અંદર તથા બહાર છે (વ્યાપી-પ્રસરી રહ્યું છે,) અને તેથી ( પોલાણુ રૂપી નિરપેક્ષ-) જ્ઞાન, જે (**सर्वंखल्विदं ब्रह्म**) એ પ્રમાણે થાય છે તે, અખંડ પરમાત્મા અથવા સ્વયં બ્રહ્મજ્ઞાન આનંદસ્વરૂપ અથવા સ્વયં પરમાનંદમય સમ અનંત બ્રહ્મતત્વ, થઇ રહે છે; આવી રીતે થોડી મિનિટ આવા સર્વવ્યાપક સમ સ્વયંબ્રહ્મ જ્ઞાનરૂપ ( સ્થિતિમાં ) રહી, અથવા પૂર્ણ સમદ્રષ્ટિ અથવા એક સ્વયંજ્ઞાન દ્રષ્ટિ ( જોનારી દ્રષ્ટિ-દ્રષ્ટા) તરીકે રહી, ધ્યાતા એ (તેજ દ્રષ્ટિવડે ) "**ब्रह्मैवाहम्, सोऽहं, शिवोऽहं**" એવાં ચિંત્વનની એકાગ્રતાથી એવી ભાવના કરવી કે, આ સર્વવ્યાપક જ્ઞાન ( બ્રહ્મ ) મારી જ્ઞાનનાડીની અંદર તેમજ બહાર પણ ખીચો ખીચ (ઘન) ભરેલું છે ( અર્થાત્ તે વખતે "**ब्रह्मैवाहम्, सोहं, शिवोहं**" એવી ભાવના માત્ર કરવી, એટલે એ મંત્રોનું ચિંત્વન કરવું, એટલે તે બ્રહ્મ હું છું એવી ભાવના કરવી. ) આવી રીતે ધ્યાન કરવાથી ( આવી જાતની એકાગ્રતાથી ) મન, સ્વયં બ્રહ્મ સર્વવ્યાપક સ્વરૂપ અથવા આત્મા સ્વયં બ્રહ્મસ્વરૂપ, પોતાને વિષે અને સર્વત્ર થશે. એ રીતે ધ્યાન કરનારો પોતાનું સ્વરૂપ જાણવાની અને પોતાને સ્વરૂપે અથવા બ્રહ્મજ્ઞાન સ્વરૂપે થવાની ફતેહ (જય) મેળવશે (અર્થાત્ " હું સ્વયં બ્રહ્મજ્ઞાનરૂપ છું " એવું જાણી પોતાનાં તે પરમાનંદઘન સત્યજ્ઞાન સ્વરૂપમાં સહજ સ્થિત થશે-નિજસ્વરૂપે થશે. )

૭. સાતમી રીત. (તેજ સ્વયં સર્વવ્યાપક બ્રહ્મસ્વરૂપે નિરંતર થવા વિષે-તેજ સ્વયંબ્રહ્મ સ્થિતિવત્ કાયમ થવા વિષે. ) આપણાં શરીરમાં તેમ-જ આખી સૃષ્ટિ-બ્રહ્માંડમાં એ જ્ઞાન વ્યાપી રહેલું છે એવો નિશ્ચય થાય (એવું અનુભવમાં આવે ) ત્યાર પછી તે સમષ્ટિ જ્ઞાન સ્વરૂપથી ( સર્વવ્યાપક જ્ઞાનથી) આપણે આપણી મેળે બ્રહ્મની આનંદમય સ્થિતિ સમાન થવું ( તે પરમાનંદમય સ્થિતિ તે એજ, એમ ઓળખવું-સિદ્ધ કરવું, અર્થાત્, બ્રહ્મરૂપ આનંદમય સ્થિતિમાં સમત્વને પ્રાપ્ત થવું, એટલે, તે જ્ઞાનથી આપણું પરમાનંદમય બ્રહ્મસ્વરૂપ ઓળખી-તે એજ હું " સ્વય આનંદમય બ્રહ્મ "

છું, એમ જાણી તે બ્રહ્મરૂપ આનંદમય સ્થિતિમાં (તે જાણ-જાણવાપણું તલ્લીન-તદ્રૂપ થઈ જવા દઈ) સમરૂપ-અભેદ શાન્ત થઇ રહેવું) જે નિરંતર (કાયમ-અખંડ) બ્રહ્મજ્ઞાનં છે, અને જે બ્રહ્મજ્ઞાન મેળવવાને અભ્યાસીએ પેહેલાં કલ્પના કરી હતી તે કલ્પના-ધારણા અથવા અભ્યાસીની સૂચના, પરિપૂર્ણતાની પ્રતિપાદન કરેલી સચ્ચાઈ-સત્યતારૂપ થશે (અર્થાત્ તે સઘળી કલ્પના મરી ઠરેલી માલમ પડશે, એટલે, જે પૂર્ણતા (સ્વયં નિર્વિકલ્પ પરમાનંદઘન જ્ઞાનસ્વરૂપ બ્રહ્મની સ્થિતિ) મેળવવી હતી તે પ્રાપ્ત થઇ, એ વાતની સત્યતા સિદ્ધ થતાં તે સર્વ કલ્પના-ધારણા પ્રથમનું પોતાનું રૂપ બદલી, સ્વયં નિર્વિકલ્પ જ્ઞાનઘન પરમાનંદ બ્રહ્મમાં તદ્રૂપ થઇ રહેશે. **ઇશ્વરની કૃપા** સેહેલથી મેળવવાને અને બ્રહ્મને વિષે આત્માની બીલકુલ (પૂર્ણ-પુરેપુરી) તલ્લીનતા મેળવવાને માટે, ભજનોમાં દ્વૈતપણું આણીને તે ભજનોથી ઇશ્વરની પ્રાર્થના કરવાની જ્યારે ધ્યાતાની ઇચ્છા થાય ત્યારે, તે ભજનો જેને ભક્તિયુક્ત ઈશ્વરવિષયક ધ્યાન કહે છે, તે (ભજનો) દ્વારા, તે ધ્યાતા (ઇશ્વરની) પ્રાર્થના કરે તેથી (પણ) ઇશ્વરવિષયક ભક્તિ અથવા સિદ્ધાંત દ્વૈતભક્તિ, બ્રહ્મરૂપ સ્થિતિ અથવા અદ્વૈત અખંડ બ્રહ્મજ્ઞાન અથવા બ્રહ્માકારલિંગ સ્વરૂપની પ્રાપ્તિમાં પર્યવસાન પામતી, આપણા જોવામાં આવશે.

•

૮. આઠમી રીત. (શ્વાસની નાડીઓ અને વીર્યની (શક્તિની-અન્નની) નાડીઓને પણ બ્રહ્મની માફક પૂર્ણ કરવા (બ્રહ્મજ્ઞાનથી પૂર્ણ કરવા) વિષે). મન, જ્યારે સર્વવ્યાપક સ્વયંબ્રહ્મ થયા પછી, વિશ્વ (બ્રહ્માંડ)માં અને પોકળ નાડીઓમાં સર્વદા (હંમેશ) તેવુંજ રહે ત્યારે, શ્વાસની પોકળનાડી જેને શ્વાસનાડી કહે છે તેને પણ, નાસિકારંધ્ર શાખાદ્વારા હાથની બે આંગળીઓ સુધી તેમજ વળી પગનાં બે આંગળાં સુધી, તે મન જે તેણે (જ્ઞાન દ્રષ્ટિથી-જ્ઞાનથી) પૂર્ણ કરવી જોઇએ; અને તેજ બ્રહ્મજ્ઞાનરૂપ સ્થિતિ (જ્ઞાન) જીવરંધ્રદ્વારા મુખસમીપ (નજીક-પાસે) શ્વાસની નાડીમાંથી શક્તિ (વીર્ય)ની પોકળ નાડી જેને "અન્ન નાડી" કહે છે તેમાં પ્રવેશ કરીને ગુદા પર્યંત ભરપૂર થાય છે (વ્યાપી જઇ પૂર્ણપણે રહે છે).

૯. નવમીરીત. ( જીવ અને ઇશ્વરની માફક તેમાં દ્વૈતભાવ આણીને, જન્મમર્ણ, પાપ, અને દલગીરી ( કલેશ–દુઃખ ) માંથી છુટકો (મુક્ત) થવાને માટે રાગકાઢી (ભજનો ગાઇને તે ઇશ્વરની) પ્રાર્થના કરવા વિષે. )

જ્યારે ધ્યાતા, બ્રહ્મ અથવા બ્રહ્મેશ્વર સ્વરૂપે થવામાં જય પામે છે ( બ્રહ્મેશ્વર સ્વરૂપે થાય છે ) ત્યારે, જીવ અને ઇશ્વર જાણે કે જુદા હોય એમ ( તે જીવ અને ઇશ્વરને વિષે ) દ્વૈત ભાવ કરવો, અને મગજના મધ્ય ભાગમાં જે જીવાત્મા છે તે, સર્વ વ્યાપક નિરાકાર ગોળ અથવા લિંગસ્વરૂપ જે ઇશ્વર છે તેની, રાગ કાઢી ( ગાઇને–ભજનદ્વારા ) સઘળી જાતની પ્રાર્થના કરે એમ કરવું; તે લિંગ સ્વરૂપ ઇશ્વર જેની પાંચ શક્તિઓ છે તે શક્તિઓ સહિત (તે) સમષ્ટિ ઇશ્વિરની, જન્મ મર્ણ પાપ અને દુઃખમાંથી છુટકો (મુક્ત) થવાને, અને સ્વતંત્ર કૃપા મેળવવાને, તીવ્ર ભક્તિથી અને માનસ પૂજાથી સઘળી જાતની સ્તુતિ કરવી.

જ્યારે તે ( ધ્યાતા ) ને આ જાતની ભક્તિ અથવા એવું ધ્યાન કરવું હોય ત્યારે, ભક્તિથી તેમ કરવાને તેને પરવાનગી–છુટ છે, ( ભલે તેમ કરે ), અને એ રીતે અભ્યાસ કીધા પછી એવો અભ્યાસ કરવો કે ઇશ્વરની પ્રકૃતિ–સૃષ્ટિ છે તે ઇશ્વરનું ( સર્વ વ્યાપક બ્રહ્મનું ) સમષ્ટિ જ્ઞાન છે; અને જીવાત્માની પ્રકૃતિ–સૃષ્ટિ છે તે, ખોપરીના મધ્યમાં અને ત્રણ નાડીઓમાં રહેલું આત્માનું વ્યષ્ટિ જ્ઞાન છે; અને એ રીતે ભક્તિ યુક્ત પ્રાર્થના અને પૂજાથી જીવ ( આત્મા ) ને તે ઇશ્વરમાં તલ્લીન કરી નાખવો.

**ૐ हरिः ॐ नमः शिवाय शान्ताय ॐ नमोनमः**

**ૐ शांतिः शांतिः शान्तिः ॐ**

ધ્યાતાએ સમજવું–ધારવું જોઇએ કે, પૂર્વ દિશાને વિષે સઘળી કામના (ઇચ્છાઓ) પૂર્ણ કરવાની આકર્ષક શક્તિ રહેલી છે; પશ્ચિમ દિશામાં દલગીરી (શોક) અને દુઃખને દૂર કરી નાખવાની શક્તિ રહેલી છે; દક્ષિણ દિશાને વિશે ગભરાટ અને નુકશાન આણવાની શક્તિ રહેલી છે, અને ઉત્તર દિશામાં

સ્વચ્છતા, આત્મપ્રાપ્તિ, અને મુક્તિ (મોક્ષ) યુક્ત આશિર્વાદ આપવાની શક્તિ રહેલી છે. વ્યાઘ્રચર્મને વિષે સિદ્ધિ આપવાની આકર્ષક શક્તિ છે. મૃગચર્મ અને કુશ-દર્ભના આસનમાં બ્રહ્મજ્ઞાન આપવાની અને જ્ઞાનની વૃદ્ધિ કરવાની આકર્ષક શક્તિ છે. કંબલ-ઉનમાં ( ઉનના આસનમાં ) સર્વપ્રકારની સિદ્ધિ આપવાની આકર્ષક શક્તિ રહેલી છે.

ડાબી આંખેથી જોવું (ડાબી આંખમાંથી માનસિક દૃષ્ટિ-મનોદૃષ્ટિ ) તે "જીવચૈતન્ય દૃષ્ટિ " કહેવાય છે; તેજ પ્રમાણે-જમણી આંખમાંથી જોવું તે " આત્મચૈતન્યદૃષ્ટિ "; અને નાકમાંથી જોવું તે " સુક્ષ્મ ચૈતન્યદૃષ્ટિ; " કુંડલીથી સિધું ઉંચે જોવું તે "શક્તિ ચૈતન્યદૃષ્ટિ:" કુંડલીથી પાછલા બરડાનાં હાડકાંની નળીદ્વારા જોવું તે "ઇશ્વિર ચૈતન્ય દ્રષ્ટિ;" ખોપરીના મધ્યભાગમાં જે જ્ઞાન તે "બ્રહ્મચૈતન્યદ્રષ્ટિ;"—ફરીથી બીજીરીતે કહેતાં-**નં.**-૧ તે ખેચરી મુદ્રા છે; **નં.**-૨ ભૂચરી મુદ્રા છે; **નં.**-૩ ભૈરવમુદ્રા છે; **નં.**-૪ શાંભવી મુદ્રા છે; **નં.**-૫ શિવમુદ્રા છે; **નં.**-૬ તે ચિન્મુદ્રા છે. વચલી બે આંગળીઓમાંથી, (પગનાં) બે આંગળાં માંથી, (અંગુઠામાંથી), ગુદામાંથી, અને જીભ પાસેનાં તેમજ નાક પાસેનાં છિદ્રોદ્વારા જે મનોદ્રષ્ટિ (જોવું) તે શન્મુખી મુદ્રા છે. ભૈવર મુદ્રાને જ્ઞાન પ્રાણાયામ કહે છે. ખોપરીમાંના જ્ઞાનથી અથવા અધોમુખ નાડી લક્ષથી શરીરમાં ત્રણ ઇંદ્રિયોને સ્થાપવી (નિશ્ચય કરવી—પ્રતિષ્ઠા કરવી) તે જ્ઞાન પૂરક; તે નાડીઓનાં તળીઓં (મૂળ) માંથી જે મનોદ્રષ્ટિ, એટલે, ખોપરીમાનાં જ્ઞાનને જોવું, તે જ્ઞાન રેચક છે; શરીરની સઘળી નાડીઓમાં તે (બ્રહ્મ)—જ્ઞાન છે એવો નિશ્ચય કરવો, અથવા શરીર અંતર બ્રહ્મજ્ઞાન લક્ષ, તે જ્ઞાન કુંભક છે. (બ્રહ્માંડમાં) સર્વ સ્થળે-સઘળે તે (બ્રહ્મ)—જ્ઞાન (ખીચોખીચ—પૂર્ણરીતે-ઘન)વ્યાપી—પ્રસરી રહેલું છે, એવો નિશ્ચય કરવો, અથવા અખંડ બ્રહ્મજ્ઞાન લક્ષ, તે જ્ઞાનબંધન કહેવાય છે; અખંડ બ્રહ્મજ્ઞાનાનુભવલક્ષનાં ધ્યાનથી તે જ્ઞાનરૂપ આત્માને સર્વવ્યાપકરૂપ કરવો, અર્થાત્ એજ હું સર્વત્ર છું એમ નિશ્ચય કરવો, તે જ્ઞાન સ્થંભન છે; અને સર્વત્ર તેમજ શરીરમાં ચૈતન્યસ્વરૂપેજ—જ્ઞાનસ્વરૂપેજ થઇ રહેવું, અથવા પિંડ બ્રહ્માંડ એકા બ્રહ્મસ્વરૂપ અનુભવ, તે જ્ઞાન સ્થાપન છે.

**ॐ हरिः ॐ श्री सद्गुरवेपरमात्मने परमशिवाय नमोनमः श्री ॐ ॐ शान्ति श्शान्ति श्शान्तिः ॥ ॐ नमः ॥ शान्तिरस्तु ॥ ॐ**

ઉપર જે નવ રીત કહેવાઈ ગઈ તેનો યથાક્રમ અભ્યાસ કરનારા શ્રદ્ધા યુક્ત સાધનસંપન્ન શુદ્ધ પ્રેમી અધિકારી જનોને માટે, તે નવેનું રહસ્ય–સત્વ અથવા ટૂંકાંમાં સારરૂપ પુનઃમનનરૂપે આ સ્થળે લખવાથી ઘણા ધ્યાતા મુમુક્ષુજનોને સુલભ અને સરળ લાગશે એમ વિચારી લખવા કરાયલી પ્રવૃત્તિ સુફલ પ્રદ થશેજ, અર્થાત્ સર્વને માર્ગદર્શક–પ્રકાશ આપનારી હોવાનો સંભવ છે. એમ સ્વિકારી લેખકે ઘણાં વર્ષ ઉપર જેમ લખી હતી તેમજ–તેની નકલજ અત્રે આ નીચે કરવી યોગ્ય ધારી છે.

૧. **ॐ अर्हं**નાં ચિંતવનથી મનને એકાગ્ર કરી ખોપરીના મધ્ય (બ્રહ્મરંધ્ર) માં દ્રઢ રીતે લગાડવું–**ॐ अर्हं**ની લાગણીથી ખોપરીને સ્પર્શ કરે એવી રીતે ત્યાં બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવું.

૨. ત્યાં (તે બ્રહ્મરંધ્ર) એક પોકળી–સ્પષ્ટાકાશ–જ્ઞાનદ્રષ્ટિ છે, જેને જોવાની શકિત છે, એવું એક પાઇના કદ જેટલું કાણું–છિદ્ર છે, એવું ધ્યાન કરવું.

૩. તે જ્ઞાનદ્રષ્ટિ–નિરાકાર નેત્ર (પોકળી–બ્રહ્મરંધ્ર) થી ઉપર સૂર્યચંદ્ર ગ્રહ નક્ષત્રાદિ તરે છે, આપણી પૃથ્વિ અધર છે, સર્વ આકાશ ચક્રાકારમાં છે, અને આપણે અમુક જગે બેઠા છીએ, એ રીતે સઘળી સૃષ્ટિ છે તે આપણે જોઇએ છીએ, એવી ભાવના કરવી.

૪. તે પોકળીમાંથી જ્ઞાનનાડી નિકળીને ભ્રૂમધ્યરંધ્રમાં આવી ત્યાં ત્રણ શાખા થઇને તે (ત્રણ) માંની બે શાખા બે આંખમાં જઇ અટકે છે, અને મધ્યશાખા જરાક નીચે નાસિકા મધ્ય રંધ્રમાં આવી અટકે છે, તેપાછી નીચે ઉતરી ગુદા આગળથી બરડાનાં હાડકાંનીચે કુંડળી આગળ જઇ વાંકીવળી બરડાનાં વચલાં હાડકાંની પોલાણમાંથી સીધી ઉપર ચઢી જ્યાંથી નિકળી તે જ્ઞાનદ્રષ્ટિમાં જઇમળે છે.

૫ એ પ્રમાણે જ્ઞાન નાડીનો રસ્તો અનુભવમાં આણ્યા પછી ધ્યાતાએ એવી ભાવના કરવી કે, મન (જીવાત્મા-મનોદ્રષ્ટિ,) નિરાકાર દ્રષ્ટિઆ તરીકે રહી, બ્રહ્મજ્ઞાન દ્રષ્ટિને, સ્થિરતા-ખંત-પ્રેમથી, જુવે છે. (બે આંખેથી, નાકેથી, કુંડલીમાંથી આગલી તરફથી તથા પાછળ પીઠના-બરડા તરફથી) તે એવી રીતે જેવું કે, આનંદમય-નિશામાં ગ્રસ્ત-મન લય પામ્યું જતું હોય એવી રીતે જેવું. ઉર્ધ્વ મહાપ્રવેશ આનંદલહરી બોધ લય મનોદ્રષ્ટિ માફક-પોતાનાં બ્રહ્મજ્ઞાન સ્વરૂપમાં તલ્લીન થઇ જવું.

૬. એરીતે પરમાત્માને (બ્રહ્મરંધ્રમાં) જોઇ-પ્રેમથી જેતાં જેતાં મન તેમાં બીલકુલ તલ્લીન થઇજાય-જ્ઞાનદ્રષ્ટિજ (નિરપેક્ષજ્ઞાન) આખી જ્ઞાનનાડીમાં પૂર્ણરીતે ભરાઇજાય, તે વખતે **अहंब्रह्म, अहंशिवं**, એવું અભેદ ચિંતવન કરતું (વિચાર બાંધતું) છતું તત્કાળ વિશ્વમાં સર્વસ્થળે પ્રસરી જાય છે, અને આખાં બ્રહ્માંડને એકજ વખતે સઘળે જેવાની આંખમાત્ર હોય તેમ જુવે છે, એટલે તે નિરપેક્ષ જ્ઞાન જે બધી નાડીમાં પ્રસરી રહેલું છે તે બહાર નિકળે છે-જેય છે તો તેજ બધે આખાં બ્રહ્માંડમાં વ્યાપી રહેલું છે. તે બધું-મળી જ્ઞાનદ્રષ્ટિપ્રકાશ કહેવાય છે. એરીતે થોડી મિનિટ આવા સર્વવ્યાપક સમસ્વયં બ્રહ્મજ્ઞાનરૂપ રહી **सोऽहं, शिवोऽहं ब्रह्मैवाहम**, એવાં ચિંતવનની એકાગ્રતાથી એવી ભાવના કરવી કે, આ બ્રહ્મજ્ઞાન મારી જ્ઞાન નાડીની અંદર તથા બહાર ખીચોખીચ ભરેલું છે. એરીતે ધ્યાન કરનારો સ્વયં બ્રહ્મજ્ઞાનસ્વરૂપે થવારૂપ જય મેળવશે.

૭. આપણાં શરીરમાં તેમજ આખી સૃષ્ટિમાં એ જ્ઞાન વ્યાપી રહેલું છે એવો નિશ્ચય (અનુભવ) થાય, ત્યાર પછી તે સમષ્ટિ જ્ઞાનસ્વરૂપથી (સર્વવ્યાપક જ્ઞાનથી) આપણે આપણી મેળે બ્રહ્મની આનંદમય સ્થિતી સમાન થવું. એટલે, તે પરમ આનંદમય સ્થિતી તે એજ, એમ ઓળખવું-સમત્વને પામવું. અર્થાત એજ હું સ્વયં આનંદમય બ્રહ્મ છું એમ જાણી તે બ્રહ્મરૂપ આનંદમય સ્થિતિમાં, તે "જાણુ" (જાણુવાપણું તદ્રુપ થઇ જવા

દઇ, સમરૂપ અભેદ શાન્ત થઇ રહેવું. ત્યારે પ્રથમ કલ્પના કરેલી તે બધી ધારણા મરી ઠરેલી જણાશે. એટલે, જે પૂર્ણતા મેળવવી હતી તે મળી, એ વાતની સત્યતા સિદ્ધ થતાં તે સર્વ કલ્પના પ્રથમનું પોતાનું રૂપ બદલી સ્વયં નિર્વિકલ્પ જ્ઞાનઘન પરમાનંદ બ્રહ્મમાં તદ્રૂપ થઇ રહેશે.

ઇશ્વરની કૃપા મેળવવાને તથા બ્રહ્મને વિષે આત્માની પૂર્ણ તલ્લીનતા મેળવવાને, ભજનોમાં દ્વૈતપણું આણીને ઇશ્વરની પ્રાર્થના કરવાની ઇચ્છા થાય ત્યારે તેમ કરવું તેથી પણ બ્રહ્મસ્વરૂપે સ્થિતિ થશે.

૮. મન, જ્યારે સર્વવ્યાપક બ્રહ્મ થયા પછી, વિશ્વમાં અને પોકળ નાડીઓમાં સર્વદા તેવુંજ રહે ત્યારે, શ્વાસ નાડીને પણ, નાસિકારંધ્ર શાખાદ્વારા, હાથની બે આંગળીઓ સુધી, તેમજ પગનાં બે આંગળાં સુધી, જ્ઞાનથી પૂર્ણ કરવી, અને તેજ જ્ઞાન જીવરંધ્રદ્વારા મુખસમીપ શ્વાસની નાડીમાંથી અન્ન નાડીમાં પ્રવેશ કરીને ગુદાપર્યંત ભરપુર થાય છે-વ્યાપી જઇ પૂર્ણપણે રહે છે.

૯. ધ્યાતા જ્યારે બ્રહ્મેશ્વર સ્વરૂપે થવામાં જય પામે છે ત્યારે, જીવ ઇશ્વર જુદા હોય તે પ્રમાણે દ્વૈતભાવ કરી રાગ કાઢી ભજનો ગાવાં, ઇશ્વરની માનસપુજા કરવી, સ્તુતિ કરવી, અને ભક્તિયુકત પ્રાર્થના અને પુજાથી જીવાત્માને ઇશ્વરમાં તલ્લીન કરી નાખવો. અસ્તુ.

## ભજન.

રામબાણ વાગ્યાં હોય તે જાણે;—એ રાગ.

ઇષ્ટ મ્હારા ! શરણ પડ્યો છું તે ભાળો;
ખોટાં નખરાંરે, ખોટાં નખરાં મુકી દે સૌ ચાળો. ઇષ્ટ૦
ધીરજ આપી રખાવી ઘણી પણ, હાવે અધીરો બનાવ્યો;
ધીરજ પાછી લઇ લીધી આપે, તો કહેવાને હું ફાવ્યો. ઇષ્ટ૦
એજ ધીરજ લઇ આપ નિરાંતે, બેસી જુવે નહીં ફાવે;
ખેલો છો ખેલ ભલે બહુ ભાતે, પણ આવી પડ્યા છો દાવે; ઇષ્ટ૦
અનંત બ્રહ્મ શ્રી જ્ઞાન તેજને, સામર્થ્ય આપનું જાણી;
શરણાગતવત્સલ લ્હી આવ્યો, શું ખેંચો છો તાણી તાણી. ઇષ્ટ૦

આ સૌ તમારી માયામાં પ્રભો, માઇ રહ્યા છો એકીલા;
સંકલ્પજાળ પ્રસારી જીવોને, ભ્રાંતિના વાગ્યા ખીલા. ધ્રુ૦
એકજ તૂં ત્યાં હૂં નથી કંઇપણ, ભિન્નપણું ભાંગી નાખો;
આપ તણાં સમ શાન્તસ્વરૂપે, ભેદરહિત સ્થિર રાખો. ધ્રુ૦
નિર્ભય નિર્ગુણ સંગ રહિત છો, વર્ણ નથી આવર્ણો;
મન વાણીની ગમ જ્યાં છે નહિં, શું જાશે ત્યાં વાત *સુપર્ણો. ધ્રુ૦
સર્વ રૂપે હરિ આપજ ખેલો, "સર્વ" પણ નામ તમારૂં;
હું પણ તેમાં રહેલો છું, તો, ભિન્ન નથી કંઇ મ્હારૂં. ધ્રુ૦
મ્હારૂં હું પણ તે સૌ આપજ, આપ તણી આ લીલા;
સત્ચિદેકરસ આનંદઘન પ્રભુ, ખેલો છો ખેલ એકીલા. ધ્રુ૦
માત તાત ગુરૂદેવ પતિ સુત, પત્નિ સુતા સન્મિત્રો;
વર્ણ વસુધા આપ એકલા, કલ્પિત સઘળાં ચિત્રો. ધ્રુ૦
જ્ઞાનરૂપ મંગલમય સુખમય, સત્વ તત્વ પ્રભુ પોતે;
માણિક્યરૂપે તેજ હરિ ગુરૂ, જૂદો નથી, શું ગોતે×!!

---

કેવલ આનંદમય જ્ઞાનમૂર્તિ મહેશ્વર અથવા મહાવિષ્ણુસ્વરૂપ, સંશય વિપર્યયરહિત નિરાવર્ણ દ્રષ્ટિ છે જેમની એવા, સર્વનાં કલ્યાણને માટે તત્પર, ‡ઉત્તમ પિતૃભક્ત, નિરાસકત, જળ કમળવત્ અસંગ, નિરંતર સુપ્રસન્ન, સમીપ આવી શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શર્ણ થનારને પોતાના સ્વ આત્મવત્ પ્રીય ગણી તેનું સર્વોત્તમ હિત સાધી તે શરણાગતને ભવસિંધુને પાર લઇ જઇ મુકવાને, વગર તકરારે, શારીરિક માનસિક અનેક શ્રમ વેઠી તેને સ્વસ્થાને પહોંચાડી શાશ્વતિ શાંતિ પમાડનાર, એવા પરમ પૂજ્ય ભગવાન શ્રી સદ્‌ગુરૂ પરમાત્મા શ્રીમન્નૃસિંહ પ્રભુ સમીપ સખા-મિત્ર-બંધુભાવસ્થિત એક શરણાગત બાલકનાં

---

* પક્ષીઓ. × શોધે. ‡ હંમેશાં માતાપિતા સમીપ હોય ત્યારે તેઓ નિદ્રાવશ થતાં સુધી તેમની સેવામાં તત્પર રહીને તેઓને સંતોષ સાથે પ્રસન્નતારૂપ શાંતિ અર્પનાર.

અત્યંત આર્દ્ર નિર્મળ અને પ્રેમ પૂર્ણહૃદયથી નમ્ર વાણીએ કરીને એક +પ્રસંગે પુછાયલા પ્રશ્ન અથવા અંતરની પ્રદર્શિત કરાયલી ભાવના, અને તેના પ્રભુશ્રી તરફથી અપાયલા ઉત્તર અથવા તે બાલકની ઇચ્છા-ભાવનાની સર્વાંશે કરાયલી શાન્તિ.*

# —અસલ ઉપરથી ખરી નકલ.—

શુભાશુભ કર્તૃત્વ ભોક્તૃત્વ બુદ્ધિયુક્ત જે ( મિથ્યા ) અહં સંપૂર્ણ, વિશેષત્વ અથવા વિસ્તૃતપણાંને પામી, એટલે પ્રવૃત્ત થઇ, દૃશ્યાદૃશ્ય ભ્રાંતિરૂપ થઈ રહેલો તે ભ્રાંતિરૂપજ ( મિથ્યા ) અહં, આપને ( નૃસિંહ સદ્ગુરૂ પરમાત્માને ) અર્પણ હોવ.

+અસ્તુ.

સર્વ પ્રકારનાં સર્વ બંધનો-પાપ, પુણ્ય, ઋણ ( દેવું ), હર્ષ શોક, સુખ, દુઃખ, જન્મ, મરણાદિ, શુભાશુભ કર્તૃત્વ ભોક્તૃત્વ બુદ્ધિથી કરેલાં કર્મો વગેરે સર્વ સંકલ્પ, ભ્રાંતિ, કલ્પના, વગેરે સર્વ જોખમ આપને સોંપ્યું છે.

+અસ્તુ.

એ રીતે હવે સર્વ પ્રકારે સર્વ ભ્રાંતિરૂપ અહં બુદ્ધિયુક્ત અર્પણ કીધું છે તો પશ્ચાત્ શેષ શું રહે છે? અને તે કોણ?

---

* સંવત ૧૯૩૬ના કાર્તિક વદ ૨ ને રવીવારે.

\+ હમારે સર્વથા અને સર્વદા સવિનય અને સપ્રેમ પૂજ્ય એવા પરમ ગુરૂસ્વરૂપ તે ઋષિ શ્રેષ્ઠ શ્રી સનત્કુમારાદિ સમર્થ બ્રહ્મવિદ્વરિષ્ટ બાલકોની માફક બાલકના સ્વભાવથી ( બાળ ભાવથી ) આ વિશ્વમાં વિચરનાર હમારા પિતાશ્રી રૂપ તે સદ્ગુરૂ પરમાત્મા શ્રી હરિ ગુરૂ સંતના બાલકને, પૂજ્ય પ્રભુશ્રીનાં કરકમલથી લખયલો અભયપત્ર ( કાગળ ) બત્રીસ વર્ષનો જુનો થવાથી, તેમજ તે આનંદમૂર્તિ પ્રભુનાં વચનોરૂપ અમૃતનો પ્રવાહ, અનેક રાગદ્વેષાદિ વિકારરૂપ પાપરહિત શુદ્ધ શ્રદ્ધા પ્રેમ પાત્ર જનોને શાન્તિનો

## +પર્માત્મતત્વ યાને શુદ્ધ ચૈતન્ય.

અર્પણકર્તા યાને ગ્રહણકર્તારૂપ પ્રતીત થતું અહં વાસ્તવે કાંઈ નથી. છતાં જે ભ્રાન્તી ખડી થાય છે તેને પર્મતત્વ કૈવલ્યતુંજ માત્ર અસ્તિત્વ છે. એ નિશ્ચયવડે પરંપરા ઉત્પન્ન થયેલા ભ્રમને નિયમસર લય કરીને, સતચિદ અને આનંદમય અનાદિ સ્વરૂપનો—આદરયુક્ત ભાવ દ્રઢાવવો. અર્થાત તમારૂં અહં મારા ગુરૂપદરૂપ અહંગની સાથે મિશ્ર કરી જ્ઞાન અગ્નીમાં દગ્ધ કરી સ્વરૂપાકાર કરવામાં આવી ગયું. અર્થાત ગુરૂ અને શિષ્ય એ બે એક ચૈતન ઉપાધીને વિશે કલ્પીત હતાં. તે સમી જતાં નિરૂપાધી શુદ્ધ ચૈતન્ય માત્ર છે-હતું-અને રેહેશે. જેથી અતઃપર ઉઠતા સંકલ્પ—આકાશમાં અણછતાં અભ્રના ઉદયરૂપ સમજી કર્તૃત્વ ભોક્તૃત્વનાં અભિમાનથી રહિતપણે—દેહનો થતો વ્યવહાર રોકવા અગર ચલાવવા ઉપર આગ્રહ અથવા અનાગ્રહપણાનું પુનઃ અહં ઉભું કરી ક્લેશના ભોગવટા ઉપર ઉતરવું નહીં. સમજ—ક્લેષ તથા ક્લેશની ઉત્પત્તિનું સ્થાન દેહ તથા ક્લેશને ઉત્પન્ન થવાનાં સાધનોરૂપ દ્વૈત પદાર્થ ગુરૂપદને વિશે અર્પણ થયાં

---

હેતુ છે એવું જોઇ, અનેક તેવા પુણ્યવાન અધિકારીને લાભ મળી અંતરમાં શાંતિ છવાઇ—પ્રસરી—વ્યાપી રહે તે સારૂ તે કાગળની અક્ષરશઃ ખરી નકલ કરીને થોડીક નકલો છપાવવાથી ઉપલો હમારો ઇષ્ટ હેતુ પાર પડશે, એવી ઇચ્છા બતાવ્યાથી પિતાશ્રીએ, હમારાં ઉપલાં બેહુ કારણો યથાર્થ અને સબળ છે એમ વિચારી, પ્રસન્ન ચિત્તે હમને આ પ્રકારની પરોપકારાર્થ પ્રવૃત્તિ માટે ધન્યવાદરૂપ સુયશ અર્પિ, હમારી અરજ મંજુર કરી એટલે વિજ્ઞપ્તિ સ્વિકારી તેથી, થોડી નકલો મુદ્રાંકિત કરાવી લેવાનો, આ સુયોગ આવ્યો છે.

+પૂજ્યવર સદ્ગુરૂ પરમાત્મસ્વરૂપ શ્રીમન્નૃસિંહે સ્વિકાર કરી, સ્વ કર કમલથી—સ્વહસ્તે લખેલા અક્ષર—શબ્દ.

+ઇષ્ટ મહા વિષ્ણુ અથવા સદ્ગુરૂ મહેશ્વર મૂર્તિ શ્રીમન્નરસિંહ પ્રભુએ સ્વિકાર કરી સ્વકરકમલથી ( સ્વહસ્તે ) કૃપા કરીને લખી આપેલો શાન્તિમય અભયપદ.

અર્થાત લય ભાવને પામ્યાં–છતાં–કદાચ ઉત્પત્તિ ભાસે તો તેનો ભોગવટો ગુરૂ અંગિભુત છે. અને તમે પોતે અસ્તિત્વ ભાવમાં છો એ પણ ભ્રાન્ત-પણાની માનીંદી છે તે પણ ગુરૂરૂપમાં તદાકાર થઇ શુદ્ધ સ્વરૂપમાં લય ભાવને પામતાં શેષ રેહેશે નહી અર્થાત આદિ મધ્ય અને અંત–સર્વદેશી શુદ્ધ ચૈતન્ય–સ્વરૂપમાત્ર છે–જેથી સર્વ ભ્રાંતિ આકાશનાં અભ્રવત છે.—

૧૯૩૬ના કાર્તિક વદ ૨ ને રવી.

નરસિંહ.

ઉપલો અભયપટાનો અસલ કાગળ જેટલી વખત વાંચવા સારૂ લીધો હશે અથવા જ્યારે જ્યારે વાંચવામાં આવે છે ત્યારે ત્યારે જ્ઞાનગુરૂ યોગિ શ્રી મહેશ્વર મૂર્તિ પ્રભુશ્રીનું નિર્ભ્રાન્તપણું, નિરાભિમાનતાપૂર્વક બ્રહ્માત્મૈક્ય રૂપ સ્વાનુભવની સુદ્રઢતા અથવા દ્રઢ અપરોક્ષ ( તત્વાકાર સ્થિતી ), પોતાની પ્રકૃતિમાં શુદ્ધ સત્વગુણનું પ્રાધાન્ય, મુખારવિન્દ ઉપર નિરંતર પ્રકાશતી સુપ્રસન્નતા, શર્ણાગતને માટે ઉન્ડી લાગણી સાથે શુદ્ધ પ્રેમ અને પોતાની સ્થિતીની ભૂમિકા, નિડરપણે શાન્ત મુખમુદ્રાથી મધુર શબ્દોરૂપ અમૃતવારિના પ્રવાહ વેહેવડાવી શ્રદ્ધાસંપન્ન પ્રેમી સુજ્ઞ જનોને અંતર બહિર સર્વત્ર પુર્ણપણે શાન્તિ પમાડવામાં અડગ ધૈર્ય સાથે સામર્થ્ય, દ્રવ્યાદિ સંપત્તિ ગમે તેટલી આવતી અગર જતી તેમાં આંતર નિસ્પૃહતાપૂર્વક વૈરાગ્યવૃત્તિ યુક્ત અનાસક્તપણું, સર્વ સંગી છતાં અસંગપણું, વગેરે સુખપ્રદ સંપત્તિનું અંતરમાં ભાન થઇ, પરમ અમૃતરૂપ વચનોના અર્થરૂપ રહસ્યની શીતળતાથી ( બહારથી પણ ) ગચકા બોળ–શાન્ત થઇ જઇ, અંતરમાં શાન્તિ મગ્ન થઇ, તત્સત્ પરમ શાન્ત ચિદેકરસ આનંદ તત્વમાં હમો ક્યાં ગેબ થઈ જ-ઇએ છીએ તે માલમ પડતું નથી. તેથીજ હમને અને અન્ય હમારા જેવા વિચારના જે જે વિવેકી સુજ્ઞ બંધુ વર્ગ હોય તેઓને પુન; પુનઃ એવી શાન્તિ મળતી રહીને, એ અભ્યાસથી હમે હમારૂં ભ્રાન્તિજન્ય મિથ્યા અહં મમત્વ તે પરમતત્વ સચ્ચિદાનંદઘન મહાપ્રભુમાં ઓગાળી દઇને અભેદપણે તત્સત્ શ્રી પ્રભુરૂપ–તે હરિ ગુરૂમય થઇ રહીએ, એવા આશયથી આ પ્રવૃત્તિ કરવામાં આવી છે તે, તે શ્રી સદ્દગુરૂ પરમાત્મ કૃપાપ્રસાદથી સફળ થાવ.

**તથાસ્તુ.** આ ઉપદેશામૃત અથવા ગીતામૃત અથવા વેદતત્વ સત્વામૃત, હમારા પુજ્ય પિતાશ્રી અને તે સદ્ગુરૂ પરમાત્મા પ્રભુશ્રીના પરમ સખા–મિત્રને ઉદ્દેશીને–અગ્રે રાખીને–નિમિત્તભુત ગણીને આપ્યું છે તે, General સર્વ અધિકારી વર્ગને માટે જ છે એમ પિતાજીનું અને હમારૂં સમજવું-માનવું છે. જેમ, ભગવાન શ્રી કૃષ્ણ પરમાત્મા જગદ્ગુરૂ મહારાજે (શ્રીનારાયણે) પોતાના પરમ સખા અરજુન, જેને વિજય, ફાલ્ગુન, પાર્થ, નર, ભરતર્ષભ, વગેરે નામથી પણ કહે છે, તેને ગીતારૂપ વેદતત્વ સત્વનો ઉપદેશ આપ્યો છે તે ફક્ત અરજુનનેજ આપ્યો અને બીજાને માટે નહિ, એવું નથી, પણ સર્વ જગતનાં સર્વોત્તમ કલ્યાણ માટે સર્વ અધિકારી જનોને આપ્યો છે. નર એવા અર્જુનને માત્ર નિમિત્તરૂપ સ્વિકાર્યો છે, તેજ રીતે આ પણ છે; અને તેથીજ, જે કોઇ એના અર્થરૂપ રહસ્યનો સ્વાદ લઇ તે પરમતત્વરૂપ પ્રભુમાં નમશે, તે ત્યાં સમશે, ભલે શિર ખોવારૂપ જોખમ ખમશે, પરંતુ તે શ્રી હરિ ગુરુ વરને તો ગમશેજ ગમશે. પછી સુખે કરીને અણછતો રહી અનન્યત્વે ચિદાકાશમાં રહેલાં ચિત્તાકાશમાં પ્રતીત થતી વિશ્વ વાટિકામાં ( વિદેહ કૈવલ્ય પ્રાપ્તિ પર્યંત ) રમશે.. **અસ્તુ.**

વેદોનાં તત્વરૂપ મહામંત્ર જે ગાયત્રી છે તેના અર્થરૂપ રહસ્યનોજ, અથવા દ્વાદશાક્ષરાદિ એવા મંત્રોના અર્થરૂપ રહસ્યનોજ જાણે સુંદર, મનોહર, મિષ્ટતમ, અને ત્રિતાપ શમાવનાર, હિમનો ( બરફનો ) આ બીજો મોદક હોયને, તેમ છે. સમદ્રષ્ટિવાળા અનુભવી–સિદ્ધપદારૂઢ મહાપુરૂષોની દ્રષ્ટિમાં, એ અમૃતમય મોદકની શીતળતા, સ્વાદ, આનંદ, મહત્તા, ખૂબી, ચમત્કૃતિ, તૃપ્તિ, અને શાન્તિ, જે પ્રકારનાં અલૌકિક-દિવ્ય અને અવર્ણનીય જણાય છે, તે ( તેઓથી પણ ) વાણીથી કહી શકાતું નથી કે મનથી કલ્પનામાં ઉતારી શકાતું નથી, ત્યારે પછી ( હમો બાલકોથી ) લેખિનીદ્વારા આકૃતિમાં તો શી રીતેજ આલેખી શકાશે !!! એમ જોઈ વિચારીને વારેલા નહિં તો હારેલા પણ હવે વિરામ પામીએ છીએ.

ॐ शान्तिः शान्तिः शान्तिः शान्तिरस्तु शिवंभवतु लोकाः सर्व-स्ताः सुखिनो भवन्तु. तथाऽस्तुः हरिः ॐ

ॐ द्यौः शान्ति रन्तारिक्ष ँ शान्तिः पृथिवी शान्तिरापः शान्ति रोषधयः शान्तिः सर्व ँ शान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ॥ ॐ शान्तिः शान्तिः शान्ति र्ब्रह्म शान्तिः ॥

ॐ આકાશ શાન્ત થાવ, અંતરિક્ષ શાંત થાવ, પૃથ્વી શાન્ત થાઓ, જલ શાન્ત થાઓ, ઔષધીઓ ( વનસ્પતિઓ ) શાન્ત થાવ, સર્વ શાન્ત થાવ, સર્વત્ર શાંતિજ શાન્તિ થાઓ.

ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ, હે બ્રહ્મ ! ( હે સર્વાંતર્યામિ સત્ ચિદાનંદ સદ્ગુરો પરમાત્મન્ ! ) શાન્તિ થાઓ ॐ

**ભક્તરાજ વાસુદેવ માણિક્યલાલ. જ. મ્હેલારજી,**

તથા

**ભક્તરાજ સદાશિવ માણિક્યલાલ. જ. મ્હેલારજી.**



## —રોળાવૃત્ત—

ભ્રમેં સર્વ જગ મોહ, મમત્વાદી સૌ ભ્રાંતી;
ઊર્ધ્વ દ્રષ્ટિ અંતરે, થતાં સ્થિર જાગે કાંતી.
વાત પિત્ત કફરોગ, ભોગ સૌ ભાવ બિચારા;
વ્હીલાં મુખ લૈ જાય, કલેશના લૈ શિર ભારા.
ત્રિગુણતણી સૌ ફોજ, મોજ કરતી તે થાકે;
જડે નહીં તે ક્યાંય, અગમ ગઢ ચઢિયો તાકે.
મન વાણી પંખુ ગતી, નહીં જ્યાં કરવા પામે;
બીજાની શી આશ ! રહે તે યોગી ધામે.
ખરેખરી તે મોજ, શાન્તિ તે સાચી જાણો;
કૃપા કરી દીજ્યો, મુજ રે મનની તાણો.
હું હોમો હરિમધ્ય, હરીમય તોજ થવાશે;
માણિક્ય નામે તેજ, હરી ગુરૂ દેવ ગવાશે. ॥ तथास्तु ॥ ॐ



